

ॐ तत्सत्परमात्मने नमः

# શ્રી પંચમ લોહાણા પરિષદ્ (કૉન્ફરન્સ)ના

# પ્રમુખ

## દામોદરદાસ ભગવાનદાસ માવાણીનું વ્યાખ્યાન.



નિરંતર સ્વસ્વરૂપમાંજ રહેનારા પરબ્રહ્મ, અવિનાશી, સકળ દોષોનો
તથા અખંડપણાને લીધે જેમાં ક્રમ કે વિભાગ કાંઇ નથી એવા ચૈતન
રૂપ પરમાત્માને હું નમન કરું છું, તથા આજના મ્હારા મહા ગંભીર કર્ત્ત
સર્વ પ્રકારે સફળતા આપવાની એ પરમકૃપાળુ પિતાને અનન્ય ભાવથી પ્રાર્થના

પરમપૂજનીય જ્ઞાતિબંધુઓ, પરોપકારી તથા કર્ત્તવ્યશાળી નરરત્નો, વિદ્વા
અને સુજ્ઞ સન્નારીઓ! આજે આપે આ સ્વજ્ઞાતિહિતકારિણી પંચમ પરિષદ્ન
જે ગંભીર જોખમદારી ભરેલું પદ મ્હને અર્પણ કર્યું છે એ પદને મ્હ
અલ્પમતિ મનુષ્યથી યથોચિત ન્યાય આપી શકાય તેમ નથી; છતાં જે પ્રેમ, ર
અને મમતાથી આ પદ સર્વાનુમતિથી મ્હને સોંપવામાં આવ્યું છે તે પદ
કરવામાં આપ સકળ બંધુઓ મ્હને બની શકતી સહાયતા કરશો તો મ્હ
આપને હું અલ્પસ્વલ્પ સંતોષ તો આપી શકીશ. આપની મદદ ઉ
સફળતા અવલંબીને રહેલી છે; બાકી હું તો એક અલ્પજ્ઞ મનુષ્ય છું. ર
મ્હારાથી વિદ્વતા, બુદ્ધિમત્તા, ઉદારતા, પરોપકારિતા વગેરે ગુણોમાં
જ્ઞાતિબંધુઓ છે અને જો તેઓમાંના કોઇની જ આપે પસંદગી કરી હોત
લાભ મળી શકત એવી મ્હારી નમ્ર માન્યતા છે; છતાં આપ શ્રીમાન જે
પગલે ચાલી આ પરિષદ્ના અધ્યક્ષનું સ્થાન મ્હને જ આપવાનો પ્રેમ
છો તે આપના મ્હારા તરફના નીઃસીમ પ્રેમ અને પક્ષપાતનું જ પ્ર
પ્રેમ તેમ જ પક્ષપાત માટે હું આપ સર્વનો જેટલો ઉપકાર માનું તેટલે

બંધુઓ અને ભાગનીઓ ! આ સ્થળે મ્હારે કેવી રીતે પ્રમુખ
પણ કાંઇક પ્રાસંગિક ઉલ્લેખ હું કરીશ તો તે અસ્થાને નહિ જ ગ
તાને લીધે હું મુસાફરી કરવા જેવી સ્થિતિમાં નહોતો; તેથી જ આપ
નાવકારને સ્વીકારવા જતાં હું સંકોચાતો હતો, પરંતુ છેવટે મ્હારી પ્રકૃતિ ત
કરીને પણ આપના અપાર આગ્રહને, માન આપવું મ્હેં ઉચિત વિચાર્યું છે તથા
યથાશકિત સ્વજ્ઞાતિસેવા કરવી એ કર્ત્તવ્યને વિચારી હું અત્રે આપ બંધુઓ તેમજ
ભગિનીઓ સમક્ષ ઉપસ્થિત થયો છું, તથા મ્હને એવો સંપૂર્ણ વિશ્વાસ છે કે, આપે
મ્હને જે મહત્વનું કાર્ય સોંપ્યું છે એ કાર્ય સારી રીતે પાર ઉતારવામાં પણ હું આપ
ની સહાયતા મેળવી શકીશ. એક હાથથી કદાપિ તાલી પડી શકતી નથી તેમ જ માત્ર
જ વ્યકિતથી જ્ઞાતિહિતનું મહા કાર્ય સફળ થઇ શકતું નથી; તેથી 'ઝાઝા હાથ
રળિયામણા' એ લોકોકિત અનુસાર આપણે સર્વ અરસપરસની સહાયતાથી આપણું
મહદ કાર્ય પાર ઉતારવા ફતેહમંદ થઈએ એવી જ અનન્યભાવથી પ્રભુ પ્રાર્થના છે.

ઓ અને બ્હેનો ! જ્ઞાતિ એ ગંગાનો પ્રવાહ છે. ગંગારૂપિણી આપણી જ્ઞાતિમાં
માનંદ, હર્ષ તથા ઉલ્લાસના તરંગો ઉછળી રહ્યા છે તે જોઇ આપણને સર્વને
ાવ અને આપણા સર્વના અંતરમાં વિશેષ ભકિતભાવ ઉત્પન્ન થાય તો તે સર્વથા
જ છે. દેશ વિદેશમાંથી આપણા શ્રીમાન, વિદ્વાન, ગુણવાન્, ચારિત્ર્યવાન્,
જ્ઞાતિબંધુઓ જ્ઞાતિહિતાર્થે અત્રે પધાર્યા છે તથા તેમણે આ જ્ઞાતિસેવકને
રમ પવિત્ર દર્શનનો અમૂલ્ય તથા અપ્રાપ્ય લાભ આપ્યો છે એ માટે મ્હારે
કાર કયા શબ્દોદ્વારા માનવો એ હું વિચારી શકતો નથી. આ સ્થળે મ્હારે
ઓનો પણ ખાસ ઉપકાર માનવો જોઇએ; કેમ કે તેમણે ટુંક સમયમાં તન,
નનો ભોગ આપી પરિષદ્‌ની સફળતા માટે જે અપાર પરિશ્રમ કર્યો છે તે
ર્ણનીય છે. આજનો આ અમૂલ્ય પવિત્ર પ્રસંગ એમના અથાગ પરિશ્રમનું
છે; જેથી આપ સર્વ બંધુઓ મ્હારી સાથે સંમત થઇ એ બંધુઓનો,
મિટીના પ્રમુખ મહાશયનો અને તેના સુયોગ્ય સભાસદોનો ઉપકાર માનશો
ર્ણ વિશ્વાસ છે.

ણે સર્વ પ્રફુલ્લ હૃદયે અત્રે આપણી ઉન્નતિનો વિચાર કરવા એકત્રિત
ણી આ અનુકૂળતા માટે આપણે ન્યાયપરાયણ, પરદુઃખભંજન પરમ
જી રાજ્યના ઘણા આભારી છીએ. એમની શીળી, સુખકર છાયા
પવિત્ર કાર્યને સવિશેષ અનુકૂળતા પ્રાપ્ત થાય છે. વિશ્વવ્યાપી મહા-
ગયો છે તેમજ ન્યાયનો જય અને અન્યાયનો પરાજય થયો છે. આખા
ાનન્દ થઇ ગયો છે. આવા આનન્દમય, સુખમય પ્રસંગે આપણી આ
ત્રિત થઈ છે એ આપણા મહદ્ સૌભાગ્યનો જ વિષય છે તથા વિશ્વ-
થયેલી અર્વાચીન શાન્તિ સદૈવ કાયમ રહે એમ જ આપણે ઇચ્છીએ
કચ્છાધિપતિ નેક નામદાર મહારાઓશ્રી ખેંગારજી સવાઈ બહાદુર

જી. સી. એસ. આઇ. એ આપણી આ પંચમ પરિષદ્ કચ્છના મુખ્ય બંદર મ ભરવા દેવાની અને એ પ્રસંગે રાજ્યનાં અનુકૂળ સાધનોની સહાયતા આપવાનું દર્શાવી છે જેથી તેઓશ્રીનો પણ અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

સુજ્ઞ બંધુઓ ! આ પૂર્વે આપણે આપણી જ્ઞાતિનાં ચાર સંમેલન ( કૉન્ફરન્સ ) ભરી ચુકયા છીએ તથા એ જ્ઞાતિહિતનાં સંમેલનોના કાર્યથી જ છેલ્લાં દશ વર્ષમાં આપણી જ્ઞાતિમાં કેળવણીનો વિશેષ પ્રચાર થયેલો છે. ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છમાં ન્હાનાં મ્હોટાં શહેરોમાં આપણી જ્ઞાતિનાં બાળકો સહેલાઇથી કેળવણી મેળવી શકે એ માટે બોર્ડિંગ હાઉસો તથા ઑર્ફનેજોની સ્થાપના થયેલી છે. કન્યાકેળવણીનો પ્રચાર પણ અજ્ઞાનાંધકારનો નાશ થતાં વૃદ્ધિંગત થવા લાગ્યો છે. હુન્નર ઉદ્યોગની કેળવણી માટે પણ પ્રગતિ જોવામાં આવે છે; પરંતુ મ્હારી નમ્ર માન્યતાનુસાર એ વિષય તરફ જેટલું ધ્યાન અપાવું જોઇએ તેટલું અપાયું નથી. હુન્નર ઉદ્યોગની કેળવણીનો જ્યારે આપણી જ્ઞાતિમાં વિશેષ પ્રચાર થશે ત્યારે જ આપણા બંધુઓ વિશેષ સાધનસંપન્ન બની જ્ઞાતિહિતનાં કાર્યો કરી શકશે. આપણી જ્ઞાતિમાં જો સારા કેળવાયલા વ્યાપારીઓની સંખ્યા જોવા જઇએ તો તેથી આપણને સખેદાશ્ચર્ય ઉપજ્યા સિવાય રહેજ નહિ. જે બુદ્ધિવાન્ યુવકો વિશ્વવિદ્યાલયનો અભ્યાસ કરી હુન્નર ઉદ્યોગનું વિશેષ જ્ઞાન મેળવવા માટે દેશ વિદેશમાં જવાને ઇચ્છતા હોય તેમને હરેક પ્રકારની સગવડતા કરી આપવી એ આપણું મહત્વનું કાર્ય છે અને એ કાર્ય તરફ લક્ષ્ય અપાતાં આપણે આપણી જ્ઞાતિનું ભાવી વિશેષ ઉજ્વળ જોઇ શકીશું એ ધ્રુવ સત્ય છે. હજી આપણી જ્ઞાતિમાં બૅરિસ્ટર, સોલિસીટર, ડેપ્યુટી કલેકટર, સિવિલયન, સર્જન, મીલમાલેકો, બૅન્કરો કે બૅન્કના સ્થાપકોની સંખ્યા સંતોષકારક નથી. આ ઉપરથી આપણે સ્પષ્ટ સમજી શકીએ છીએ કે, અન્ય જ્ઞાતિઓની તુલનામાં આપણી જ્ઞાતિમાં કેળવણી તથા હુન્નર ઉદ્યોગનું પ્રમાણ ઓછું છે. આપણે આજ સૂધીમાં જે કાંઇ કર્યું છે તેથી સંતોષ માનીને બેસી રહેવાનું નથી. બંધુઓ ! આપણી પરમપૂજનીયા જ્ઞાતિદેવીનું મુખ દીપાવવા તથા આપણી ભાવી પ્રજા અને વર્ત્તમાન સ્થિતિને સુધારવા હજી કેળવણીના વિશેષ પ્રચારની જરૂર રહે છે. આ સુધારણાના યુગમાં પગલે પગલે પ્રત્યેક મનુષ્યને કેળવણીની જરૂર પડે છે. જે માણસો કેળવાયલા હોતા નથી તેમને સંસારમાં ઘણી મુશ્કેલીઓ વેઠવી પડે છે. આપણી આજ સૂધીની કૉન્ફરન્સોએ આ દિશામાં જે પ્રયત્નો કર્યા છે, આપ સર્વેએ કેળવણીના વિશેષ પ્રચારાર્થે તન, મન તથા ધન અર્પણ કરી જે ઉદારતા, ઉત્સાહ અને જ્ઞાતિહિતનો પરિચય કરાવ્યો છે તેવો જ પરિચય નિરંતર કરાવતા રહેવાની અત્યંત તથા આવશ્યકીય અગત્ય છે. વિદ્યાનું બળ સર્વ બળ કરતાં શ્રેષ્ઠ છે. વિદ્યાથી જ મનુષ્ય, સમાજ અને દેશ શોભે છે. આ વીસમીસદીમાં જે જાતિઓ પ્રબળ પ્રતાપી થઇ પામી છે તે તેની વિદ્યાનુંજ પરિણામ છે. ખરી કેળવણીની પ્રાપ્તિથી પ્રારંભમાં મનુ મનુષ્યત્વનું સાર્થક કરવા જેટલી યોગ્યતા મેળવી શકે છે. કેળવણી કિંવા શિક્ષણ યોગથીજ આચાર વિચાર, નીતિ, ધર્મ, વિવેક, સભ્યતા, ક્ષમા વગેરે ગુણો સ્વાભાવિક જ આવે છે. કેળવણીથી જ રૂઢીનાં બંધનો, ઇર્ષ્યા, દ્વેષ કુસંપ વગેરે દુર્ગુણોનો વિ

વિશેષ કેળવણીથી જ માણસ દેશાટન કરવા ઉત્સુક બને છે અને દેશાટન કરી ધંધા સંબંધીનું સારું સ્વાનુભવસિદ્ધ શિક્ષણ મેળવી શકે છે. કેળવણીના અભાવે આપણી કેવી સ્થિતિ થાય ? આત્મા સિવાય શરીરની જેમ કાંઇ પણ કિમ્મત નથી તેવી રીતે કેળવણી સિવાય મનુષ્યની પણ કાંઇ જ કિમ્મત નથી. કેળવણી મળવાથી જ સર્વ પ્રકારની શક્તિઓ વિકાસ પામે છે. વંશપરંપરા માટે આ સત્ય નિયમ સર્વને લાગુ પડે છે. તેનું વાસ્તવિક પરિણામ એ થાય છે કે, અમુક શક્તિ અમુક પ્રજામાં બહુ જ ખીલે છે કિંવા એ શક્તિનો સર્વથા ક્ષય થઇ જાય છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી ભૂતકાળ, વર્ત્તમાનકાળ અને ભવિષ્યકાળની પ્રજાઓ એકબીજાની સાથે નિકટનો સંબંધ ધરાવનારી છે. તાત્પર્ય એ છે કે, ભૂતકાળની પ્રજાની અસર વર્ત્તમાનકાળની પ્રજાપર થઇ છે અને વર્ત્તમાનકાળની પ્રજાની અસર ભવિષ્યની પ્રજા ઉપર થયા સિવાય રહેશે નહિ; માટે આપણી ભાવી પ્રજાને વિશેષ સુખી, જ્ઞાની અને ઉચ્ચ પંક્તિની જોવા માટે આપણે આપણી જ્ઞાતિમાં સર્વ પ્રકારની કેળવણીનો વિશેષ પ્રચાર કરવો જોઇએ. કેળવણીના પ્રભાવ તથા પ્રતાપથી જ પ્રાચીનકાળમાં સૂર્યવંશીય લોહાણાબંધુઓએ રાજસત્તા ચલાવવાનું સૌભાગ્ય પ્રાપ્ત કર્યું હતું. સિંધ તથા કાશ્મિરના પ્રાચીન ઇતિહાસ ગ્રંથોમાં લોહાણા બંધુઓની જે ઉત્તમ રાજ્યકારિણી શક્તિનો પૂરાવો મળી આવે છે એ શક્તિ તેમના જ્ઞાનને જ આભારી હતી એમ કહેવામાં મ્હને કાંઇ ખોટું લાગતું નથી. બંધુઓ અને ભગિનીઓ ! કેળવણીના વિષય પરત્વે જેટલું બોલવામાં આવે તેટલું થોડું જ છે તેથી મુખ્ય કેળવણી સંબંધી આટલું બોલ્યા પછી હું આપણી જ્ઞાતિમાં પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવા સંબંધી કાંઇક બોલવું સમયોચિત ધારું છું, કેમ કે પ્રાથમિક કેળવણી સિવાય ઉચ્ચ પ્રકારની કેળવણી મેળવી શકાતી નથી. પ્રાથમિક કેળવણીની આપણને કેટલી બધી અગત્ય છે એ હવે આપણે સર્વ સમજવા લાગ્યા છીએ.

નામદાર ગાયકવાડ સરકારના દેશી રાજ્યમાં પ્રાથમિક કેળવણીનો આરંભ થઇ ગયો છે તથા તેમણે પ્રજાહિતના ઉદ્દેશથી પ્રાથમિક કેળવણી ફરજીઆત કરી છે.

હવે આપણી જ્ઞાતિના હાથમાં જે કાંઇ સત્તા છે એ સત્તાના સદુપયોગથી જ્ઞાતિમાં પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવાના પ્રયત્નો કરવામાં આવે તો એ કાર્યમાં સફળતા પ્રાપ્ત થયા સિવાય રહે જ નહિ. આપણી જ્ઞાતિના હિતચિંતકો જ્ઞાતિમાં પ્રાથમિક કેળવણીને ફરજીઆત કરવા માટે ઘણા ઉત્સુક છે, અને તેથી આ અત્યંત મહત્વના વિષયને ચર્ચાના વિષયમાં કૉન્ફરન્સ કમિટીએ સ્થાન આપ્યું છે. અદ્યાપિ કેટલાંક સ્થળોએ આપણી જ્ઞાતિમાં એવી ભયંકર અજ્ઞાનતા જોવામાં આવે છે કે, માબાપો પોતાનાં બાળકોના ભાવીનો વિચાર કર્યા સિવાય તેમને કેળવણીથી વિમુખ રાખે છે. આમ હોવાથી આપણી જ્ઞાતિમાં સર્વત્ર પ્રાથમિક કેળવણીને ફરજીઆત કરવામાં આવે તો જ્ઞાતિનું એક પણ બાળક અજ્ઞાન રહે નહિ. આપણા દેશમાં કેળવણી ઐચ્છિક હોવાથી ભારતવર્ષની વસ્તીમાં સેંકડે લગભગ દશ ટકા કેળવાયલો અને સેંકડે નેવું ટકા અભણ વર્ગ છે. આ ઓછા શોકનો વિષ છે ? ઇંગ્લૅન્ડ, જાપાન, અમેરિકા વગેરે દેશોમાં જ્યારે સેંકડે

માત્ર ૧ ટકો જ અભણ વગ જોવામાં આવે છે ત્યારે આપણા દેશમાં સેંકડે નેવું ટકા અભણ નજરે પડે છે. એમાં પણ ઊંડી દૃષ્ટિથી તપાસવા જતાં બીજી બધી કરતાં આપણી જ્ઞાતિમાં કેળવણીની ઘણી ખોટ જોવામાં આવે છે. પરિસ્થિ! શોચનીય હોવા:થી આપણે આપણી જ્ઞાતિમાં પ્રાથમિક કેળવણીને બની શકે ત્વરાથી ફરજીઆત કરવાની જરૂર છે. ફરજીઆત પ્રાથમિક કેળવણી સિવાય આપણી જ્ઞાતિમાં જે અજ્ઞાનાંધકારનું આવરણ ઘણા સમયથી પડેલું છે તે દૂર થઇ જ્ઞાનરવિનાં તેજસ્વી કિરણો પ્રકાશિત થવાનાં નથી.

બંધુઓ ! પ્રાચીનકાળમાં કેળવણીનો પ્રચાર કેટલો બધો હતો તેનો એક વખત કલ્પનાની સહાયતાથી વિચાર કરી જુઓ. ભૂતકાળમાં ભારતવર્ષ શિક્ષા દિક્ષામાં, શિલ્પ વાણિજ્યમાં, ધર્મનીતિમાં, આચાર વિચારમાં, કળા કૌશલમાં તથા હુન્નર ઉદ્યોગમાં સર્વ દેશથી ચઢીઆતો હતો એમ આપણે જાણીએ છીએ. સતી શિરોમણી ખનાનું જ્યોતિષશાસ્ત્રનું જ્ઞાન, લીલાવતીનું ગણિતજ્ઞાન વગેરેનો વિચાર કરતાં હમણાં આપણે આશ્ચર્ય પામીએ છીએ. વિચાર કરી જુઓ કે, જે આર્યાવર્ત્તમાં પ્રાચીનકાળમાં સ્ત્રીએ પ્રસિદ્ધ સભાઓમાં શાસ્ત્રાર્થ કરતી, તર્કાલોચના કરતી, વેદશાસ્ત્રોના પ્રશ્નો વિચારતી એજ આર્યાવર્ત્તના પુરુષો એ પ્રસંગે કેટલા બધા કેળવાયલા, જ્ઞાની, ધ્યાની, વિચારક અને બુદ્ધિશાળી હશે ? અર્વાચીન ભારતની સાથે પ્રાચીન ભારતના એ જ્ઞાનનો વિચાર કરતાં ઘણો જ શોક થાય છે. વળી વિશેષ શોકનો વિષય એ છે કે, વર્ત્તમાનકાળમાં શિક્ષણ પ્રાપ્તિનાં સાધનોની ઘણી અનુકૂળતાઓ થયેલી હોવા છતાં એ વિષય તરફ દુર્લક્ષ જોવામાં આવે છે. પ્રાચીનકાળમાં શિક્ષણ મેળવવામાં કેટલી બધી મુશ્કેલીઓ હતી એ સ્વયં શ્રીકૃષ્ણના અને શ્રીરામના જીવનના અવલોકનથી સ્પષ્ટ સમજી શકાય છે.

હવે હાલ જે શિક્ષણ મળે છે તેનો ધર્મ તેમ જ નીતિની દૃષ્ટિથી વિચાર કરવાની જરૂર છે; કેમકે જે કેળવણીમાં ધર્મ અને નીતિનો સમાવેશ થયેલો નથી હોતો એ કેળવણીને કેળવણી કહી શકાય જ નહિ. મહાત્મા વ્યાસજીએ મહાભારતના અપૂર્વ ગ્રંથની રચના સમાપ્ત કર્યા પછી ઉપસંહારમાં કહ્યું છે કે, ' ધર્મપાલનથી જ અર્થ અને કામની સ્વત: સિદ્ધિ થાય છે. ધર્મના યથાર્થ જ્ઞાનથી અને અનુષ્ઠાનથી જ ચારિત્ર્ય બંધાય છે ધર્મના ઉજ્વળ પ્રકાશથી જ મનુષ્ય આત્મોન્નતિનો માર્ગ સહેલાઇથી શોધી શકે છે બંધુઓ ! પ્રાચીનકાળની કેળવણીનો પાયો મુખ્યત્વે કરીને ધર્મ ઉપર જ અવલંબીને રહેલો હતો; પરંતુ વર્ત્તમાનકાળમાં જે શિક્ષણ મળે છે એમાં ધર્મનું પ્રમાણ નહિ જેવું જ છે. માત્ર પાશ્ચાત્ય જ્ઞાન સંપાદન કરી, દેશવિદેશમાં પરિભ્રમણ કરી ડિગ્રીએ મેળવવાથી કાંઇ માનવજીવનની સાર્થકતા થતી નથી. સર્વ પ્રકારના જ્ઞાનમાં ધર્મનું મુખ્યત્વે કરીને અત્યંત અગત્ય છે. ધર્મના પુણ્યપ્રભાવથી જ આ દુર્લભ માનવદેહની સાર્થકતા કરી શકાય છે, અને ધર્મના અભાવથી માનવ નરકાધિકારી થાય છે. મહાત્મા કબીરજી કહી ગયા છે કે,

'તુલસી આ સંસારમાં પંચરત્ન હે સાર,
સાધુમિલન અરુ હરિભજન, દયા દીન ઉપકાર.'

બંધુઓ અને બ્હેનો! અત્યારે બાળકનું શિક્ષણ 'બા! ચા પા.' થી શુરુ થાય છે. પહેલાં એ શિક્ષણની શુરુઆત ધર્મથી થતી હતી. એ સમયે ચારે આશ્રમના જીવનમાં ધર્મની છાયા જ જોવામાં આવતી હતી. ધર્મ તથા નીતિના પ્રભાવથી અને યથાર્થ જ્ઞાનથી એ સમયે આર્યોના આચાર વ્યવહાર અત્યંત પવિત્ર હતા. તેમની વૃત્તિ સાત્વિક અને શુદ્ધ હતી. મનસા, વાચા અને કર્મણાથી તેઓ ધર્મમાર્ગપર અચળ, અટલ તેમજ સ્થિર રહેતા હતા. બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, સંન્યાસાશ્રમ અને વાનપ્રસ્થાશ્રમનાં સકળ કર્તવ્યોનું જ્ઞાન મેળવવા માટે પ્રત્યેક મનુષ્યને ધર્મનીતિની કેળવણી પ્રાપ્ત કરવાની અનિવાર્ય અગત્ય છે. હાલમાં નિશાળો તથા કૉલેજોમાં ધર્મનું શિક્ષણ આપવામા આવતું નથી એ અપાર શોકનો વિષય છે. ઉદાર અંગ્રેજરાજ ધર્મભેદના વિચારથી કોઇના પણ ધર્મમાં હાથ નાખતા નથી. આમ હોવાથી આપણી જ્ઞાતિની સઘળી ઑર્ફનેજો, બોર્ડિંગો, કન્યાશાળાઓ, હુન્નરઉદ્યોગગૃહો—વગેરે સર્વ સંસ્થાઓમાં ધર્મ અને નીતિનું શિક્ષણ આપવાની આવશ્યકીય વ્યવસ્થા આપણે પોતે જ કરવી જોઇએ. ધર્મ અને નીતિ સંબંધી સારા વિદ્વાન્ ગ્રંથકારો પાસે નિબંધો લખાવી તેનો આપણી સમસ્ત જ્ઞાતિમાં વિનામૂલ્યે પ્રચાર કરવો જોઇએ.

સ્ત્રી કેળવણીના વિષયમાં પણ હજી આપણે જોઇએ એવું સંગીન કાર્ય કરી શકયા નથી. અભણ સ્ત્રીઓનું પ્રમાણ આપણી જ્ઞાતિમાં ઘણું મ્હોટું છે. અમુક અપવાદ બાદ કરતાં આપણી જ્ઞાતિની સઘળી બ્હેનો અભણ છે એમ કહેવામાં આવે તો એ પણ કાંઇ ખોટું નથી. સ્ત્રીવર્ગ અભણ હોવાથી જ આપણા સાંસારિક જીવનમાં ઘણો સડો સંચારિત થયો છે. આપણાં જીવન દુ:ખમય બનેલાં છે. પતિ પત્ની જો સમાન શિક્ષણ અને સમાન આચાર વિચારવાળાં હોતાં નથી તો તેમના સંસારમાં બિલકુલ સુખ, સંતોષ, શાન્તિ કિંવા આનન્દનું દર્શન થતું નથી. જે જ્ઞાતિ, સમાજ કિંવા દેશમાં સ્ત્રીવર્ગ અભણ હોય છે એ જ્ઞાતિ, સમાજ કિંવા દેશનો કદાપિ અભ્યુદય થતો નથી એ આપ સર્વ જાણો છે. સ્ત્રીજાતિને કેળવણી આપવાની અગત્ય માટે બેમત છે જ નહિ. તેમને કેવા પ્રકારની કેળવણી આપવી જોઇએ એ સંબંધીનું વિવેચન હું પછીથી કરું છું; પરંતુ તે પૂર્વે સ્ત્રીજાતિની મહત્તા દર્શાવી તેમને અજ્ઞાન રાખનાર કોણ છે એ વિચારવાની જરૂર છે. સ્ત્રી માનવજાતિની જન્મદાયિની છે. રામ, કૃષ્ણ, અર્જુન, વ્યાસ, બુદ્ધ વગેરે મહાપુરુષો સ્ત્રીજાતિથી જ ઉત્પન્ન થયા છે. મહાત્મા કબીર કહી ગયા છે કે,

નારી નિંદા મત કરો નારી નરકી ખાન;
નારીસે ઉત્પન્ન ભયે ધ્રુ પ્રહ્‌લાદ સમાન.

આ વાક્યો ઉપરથી નારીજાતિની મહત્તા, ગૌરવ વગેરે સહેલાઇથી સમજી શકાય છે. સામાજિક વ્યવહારમાં પણ સ્ત્રીઓનો હાથ એટલો બધો હોય છે કે, પુરુષ એકલા હાથે

ગમે તેટલું કરવા માગે તો પણ તે થઇ શકે નહિ. હાલમાં સ્ત્રીઓને માત્ર પ્રેમ કરવાનું સાધન કિંવા અવકાશનું રમકડું ગણવામાં આવે છે; તેથી જ પુરુષનું સફળ થતું નથી. પુરુષ સંસારમાં પડી લગ્ન વખતની પ્રતિજ્ઞા धर्मेष्वर्थेषु कामेषु ૦૦ सहचरेयं, सहचरेयं સર્વથા ભૂલી જાય છે. બંધુઓ! વિચાર કરી જુઓ કે, આપણા કરતાં આપણા પૂર્વજોને સ્ત્રીજાતિ માટે કેટલું બધું માન હતું? यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः। એ સૂત્ર અત્યારે આપણા સ્મરણમાં છે કે અને સ્મરણમાં હોય તો તે પ્રમાણે આપણે વર્તીએ છીએ કે? સ્ત્રી જો અભણ, અજ્ઞાની અને મૂર્ખ હોય તો તેના સહવાસથી પુરુષને સંતોષ થાય છે કે? ભાઈ ભૂગોળ ને ખગોળમાં રમતા હોય અને બાઈનું ચિત્ત ચુલ્હામાં હોય તો એ દંપતિ માનસિક સુખ, શાન્તિ અને આનન્દ મેળવી શકે કે? આજકાલ આપણી જ્ઞાતિમાં તથા અન્ય જ્ઞાતિમાં કેટલાક એવા દાખલાઓ બને છે કે, સ્ત્રી અભણ હોય તો પતિ સ્ત્રી તથા સંતાનોનો પરિત્યાગ કરી બીજી સ્ત્રી સાથે લગ્ન કરે છે. આવી રીતે બનવાનું કારણ એ છે કે, જેમ જેમ જમાનો આગળ વધતો જાય છે તેમ તેમ મનુષ્ય માત્ર માનસિક સુખની શોધમાં વિશેષ પ્રયત્નશીલ થાય છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી આપણી જ્ઞાતિમાં સ્ત્રીકેળવણીનો વિશેષ પ્રચાર કરવાની જરૂર છે તથા કન્યા કેળવણી ફરજીઆત કરવાથી સ્ત્રીકેળવણીનો પ્રચાર સહેલાઇથી થઇ શકે તેમ છે. પ્રાચીનકાળમાં પણ આપણા આ પરમ પવિત્ર ભારતવર્ષની સ્ત્રીઓ વેદવેદાંગ, તર્કશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, કાવ્યાલંકાર વગેરે વિષયોના જ્ઞાનમાં નિપુણ હતી; પરંતુ અફસોસ કે આપણા એ પ્રાચીન ગૌરવનો લોપ થયો છે. બંધુઓ! હું એમ કહેવા નથી માગતો કે, સ્ત્રીજાતિને હાઇસ્કૂલ તથા કૉલેજ વગેરેનું શિક્ષણ આપવું જોઇએ, તેમને ડિગ્રીઓ અપાવી મ્હોટા હોદ્દાઓ અપાવવા જોઇએ, તથા તેમને ભૂગોળ, ખગોળ અને અક્ષરગણિત શીખવવું જોઇએ: મ્હારા આ વિવેચનનું તાત્પર્ય એ છે કે, સ્ત્રીજાતિ પોતાનાં ગૃહકાર્ય બરાબર કરી શકે, વાંચવા, વિચારવા અને લખવા જેટલું સ્વભાષાનું જ્ઞાન મેળવી શકે, આરોગ્યશાસ્ત્ર, અને સંતાનોની માવજત કરવાનું જ્ઞાન મેળવી શકે તથા તે પિતૃપક્ષ અને શ્વસુરપક્ષનાં ન્હાનાં મ્હોટાં સગાં વ્હાલાં તરફનો ધર્મ કિંવા કર્ત્તવ્ય સમજી શકે તો આપણી જ્ઞાતિનો અભ્યુદય સત્વર થાય એ ચોક્કસ છે. સ્ત્રીજાતિને સંસ્કૃત ધર્મગ્રંથોનું જ્ઞાન પણ આપવું જોઇએ. ભરવું, ગુંથવું, સંતાનોના આરોગ્યનું રક્ષણ કરવું, ઘરની આવક જાવકનો હિસાબ રાખવો વગેરે સ્ત્રીજાતિને આવડવું જ જોઇએ; કેમ કે સ્ત્રી અને પુરુષનો સંબંધ એવો છે કેઃ--

**कार्येषु मंत्री, करणेषु दासी, भोज्येषु माता,**
**शयनेषु रंभा, मनोनुकूला क्षमया धरित्री.**

સ્ત્રીજાતિ પોતાના પતિના એક સલાહકાર તરીકે, કાર્ય બજાવવામાં એક સેવિકા તરીકે, વિશેષ લક્ષ્ય આપી ભોજન કરાવનારી અને વસુંધરાના જેવી શાન્તિ ધારણ કરનારી છે. ભવભૂતિ પણ કહે છે કે, 'પતિનો સર્વથી અંગત મિત્ર તેની ધર્મપત્ની છે. તે પતિના સકળ સગપણનો સરવાળો છે. સર્વ ઇચ્છાઓનું સ્વરૂપ છે અને સર્વ ભંડાર

સ્વર્ગસ્થ સાક્ષર ગોવર્દ્ધનરામભાઈ ત્રિપાઠીના શબ્દોમાં કહીએ તો, ' સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી અને પ્રજા વિના રાજ્ય નથી. સ્ત્રીની ઉન્નતિ સિવાય પૂર્ણ ઉન્નતિ અસંભવનીય છે.' લોકમાન્ય મહાત્મા ગાંધી જણાવે છે કે, ' * * એક તરફથી આપણે સ્ત્રીને અંધકારમાં તથા અભણ દશામાં રાખીએ છીએ એ ખોટું છે તેમ જ બીજી તરફથી સ્ત્રીને પુરુષનું કામ સોંપવું એ નિર્બળતાની નિશાની છે અને સ્ત્રીના ઉપર જુલમ કર્યા જેવું છે. સ્ત્રીઓ માટે અમુક વર્ષ પછી જૂદી યોજના ઘડવાની જરૂર છે. તેમને ગૃહવ્યવસ્થાનું, ગર્ભકાળની માવજતનું, બાળ ઉછેરવા વગેરેનું જ્ઞાન આપવાની જરૂર છે. આ યોજના રચવી એ બહુ મુશ્કેલીનું કાર્ય છે: શિક્ષણના ક્રમમાં આ નવીન વિષય છે. તેમાં શોધખોળનો નિર્ણય કરવા માટે ચારિત્ર્યવાન્, જ્ઞાનવાન્ સ્ત્રીઓ અને અનુભવી પુરુષોનું મંડળ નિમી તેમની પાસેથી કાંઇ યોજના ઘડવાની જરૂર છે.' બંધુઓ ! સ્ત્રીકેળવણીને આપણે માત્ર કન્યા કેળવણીથી જ પહોંચી વળવાના નથી. હજારો કન્યાઓ બાર વર્ષની ઉછરતી ઉમ્મરમાં બાળલગ્નનો ભોગ થઇ પડે છે. વળી એટલી ન્હાની ઉમ્મરમાં કેટલીક તો ગૃહિણીઓ બને છે ! જ્યાં સુધી આ અનિષ્ટ ચાલ આપણામાંથી દૂર નહિ થાય ત્યાં સૂધી પુરુષોને સ્ત્રીશિક્ષક બનતાં શિખવું પડશે. તેમની આ વિષયની કેળવણીમાં સ્ત્રીને હલકી ગણવાની જે પ્રથા પડેલી છે તેને જડમૂળથી ઉખેડી નાખવી પડશે. જેવી રીતે શંકરને ઉમા, રામને સીતા અને નળને દમયંતી હતાં તેવી રીતે આપણી સ્ત્રીઓ આપણી ગોષ્ઠીમાં ભાગ લેતી, આપણા ઉદ્‌ગારો સમજતી, તેને પોષતી, પોતાની અદ્‌ભુત પ્રેરણાશકિતથી આપણી બાહ્યોપાધિઓને સંકેતમાં સમજી તેમાં ભાગ લેતી આપણને શીતળતામય શાન્તિ દેતી થશે ત્યારે જ આપણા ઉદ્ધારની સંભાવના છે. જ્યાં સૂધી બાળલગ્નની બેડી આપણે કાયમ રાખીશું ત્યાં સૂધી પુરુષોએ સ્ત્રીના શિક્ષક બનવું પડશે. ' અસ્તુ.

હવે જેવી રીતે આપણી જ્ઞાતિમાં સ્ત્રીકેળવણીની અગત્ય છે તેવી જ રીતે વિધવાઓ માટે તેમના જીવનને અનુકૂળ તથા હિતકર થઇ પડે એવા યોજના ઘડવાની જરૂર છે. આપણી જ્ઞાતિમાં પુનર્લગ્નનો રિવાજ પ્રચલિત છે; છતાં વિધવાવિવાહપર અમુક અંકુશ મૂકાવાની જરૂર છે. જે વિધવાઓ માત્ર પોતાની આજીવિકાને માટે જ પુનર્લગ્ન કરવા ઇચ્છતી હોય તેમના માટે આપણે યોગ્ય માર્ગ સ્વીકારવો જોઇએ. જો વિધવા બ્હેનોને સારી કેળવણી આપવામાં આવે, ધર્મ અને નીતિનાં તત્વનું તેમને શિક્ષણ આપવામાં આવે તો તેઓ જ્ઞાતિહિત કિંવા સમાજહિતનાં ઘણાં કાર્યો કરી શકે. સ્ત્રીજાતિની પ્રકૃતિ ઇશ્વરે એવી ચપળ બનાવી છે કે તે સહેલાઇથી તેને આપવામાં આવતું શિક્ષણ ધ્યાનસ્થ કરે છે. બંધુઓ ! આજકાલ કેટલાક એવા દાખલાઓ પણ જોવામાં આવે છે કે, વિધવાની પુનર્લગ્ન કરવાની ઇચ્છા નહિ હોવા છતાં તેને નિરુપાયવશતઃ પોતાની તથા પોતાનાં સંતાનોની આજીવિકા માટે પુનર્લગ્ન કરવું પડે છે. આવી સ્થિતિમાં વિધવાનો માનસિક સ્નેહ વિલુપ્ત થાય છે; માટે જે વ્રતપરાયણ વિધવાઓ ગરીબ સ્થિતિમાં હોય તેમના માટે યોગ્ય સંસ્થાઓ સ્થાપવાની જરૂર છે. એ સંસ્થાઓમાં

તેમને ધર્મ તેમજ નીતિનું, ભરતગુંથણનું, અને સમાજસેવાનું શિક્ષણ આપી તેમના અંતરમાં પરોપકારની ભાવના જાગ્રત કરવી જોઇએ. કલાપીએ યથાર્થ લખ્યું છે કે,

'છે વૈધવ્યે વધુ વિમળતા બ્હેન ! સૌભાગ્યથી કંઇ.'

બંધુઓ ! અનાથ વિધવાઓ નીતિમાર્ગે ચાલી, ધાર્મિક શિક્ષણ મેળવીને નીતિમાન બને તેમ જ પવિત્રતાનો પ્રભાવ બીજી સધવાઓ તથા બાળાઓને સમજાવી આદર્શરૂપ બને એવા પ્રયત્નો કરવાની અત્યંત અગત્ય છે. જો વિધવાઓ ધાર્મિક વૃત્તિમાં પ્રેરાશે તો તેમના સંબંધમાં આવતી ઘણી સધવાઓ તથા બાળાઓને તેઓ ગૃહકલેશમાંથી મુક્ત કરશે.

જ્ઞાતિમાં વિધવાઓની સંખ્યા માત્ર બાળલગ્ન દૂર કરવાથી સ્વાભાવિક રીતે જ ઓછી થઇ શકે તેમ છે. બાળલગ્નના અનિષ્ટ રિવાજથી સામાજિક અને ધાર્મિક વિષયમાં આપણી એટલી બધી અધોગતિ થઇ છે કે જેનો વિચાર કરતાં હૃદય કંપી ઉઠે છે. બંધુઓ ! આપણાં બાળકો તરફ એક વખત દૃષ્ટિ કરી જુઓ ! તેમના શરીરની દુર્બળતા અને માનસિક નિર્બળતાની કલ્પના કરી જુઓ ! યુવાવસ્થામાં જ વૃદ્ધાવસ્થાનું દર્શન કરાવનાર એ ભાવી પ્રજાની દુર્બળતા અને નિર્બળતાનું કારણ કોણ છે ? કેટલાંક માબાપ સત્વર લ્હાવો લેવા માટે પોતાનાં ન્હાની ઉમ્મરનાં બાળકોના લગ્ન કરી નાખે છે. એ કાર્યથી પોતાનાં સંતાનોનું કેટલું બધું અનિષ્ટ થાય છે એની તેમને પ્રથમ કલ્પના હોતી નથી. દશ બાર વર્ષની ઉમ્મરનાં બાળકોનાં લગ્ન થાય ત્યાં લગ્નનો યથાર્થ અર્થ કયાંથી સમજી શકાય ? એવાં બાળલગ્નનો ભોગ થઇ પડેલાં બાળકો સ્નેહની પવિત્ર શાન્તિ તેમ જ આનન્દ કયાંથી અનુભવી શકે ? બાળલગ્નના દુષ્ટ રિવાજથી બાર બાર અને ચૌદ ચૌદ વર્ષની બાળિકાઓ માતા થયાના વર્ત્તમાન કેટલીક વખત આપણા સાંભળવામાં આવે છે. આટલી ન્હાની ઉમ્મરમાં માતા થનાર બાળિકા સંતાનોનું કેવી રીતે સંરક્ષણ કરી શકે ? વળી અપકવ ઉમ્મરે સંતાન થવાથી માતા અને સંતાનની શારીરિક સ્થિતિ ઘણી બગડે છે અને કદાચ એ સ્થિતિ ગંભીર રૂપ ધારણ કરી માતા તથા તેના સંતાનનો ભોગ લે છે. આ શું ઓછા શોકનો વિષય છે ? લગ્નમાં કન્યાનું વય ઓછામાં ઓછું તેર વર્ષનું અને વરનું વય ઓછામાં ઓછું અઢાર વર્ષનું હોવાની જરૂર છે. આ પ્રમાણ આપણી જ્ઞાતિની પરિસ્થિતિનો વિચાર કરી દર્શાવ્યું છે. બંધુઓ ! હજી પણ હું જણાવું છું કે, જયાં સૂધી બાળલગ્નનો અત્યંત દુષ્ટ રિવાજ આપણી જ્ઞાતિમાંથી દૂર નહિ થાય ત્યાં સૂધી આપણી શારીરિક, માનસિક અને નૈતિક ઉન્નતિ નહિ જ થાય. બાળલગ્નથી જે સંતતિ થાય છે તે દુર્બળ, અલ્પાયુ અને અજ્ઞાન હોય છે; માટે બાળલગ્નના રિવાજને બની શકે તેટલી ઝડપથી આપણે દૂર કરવો જ જોઇએ. આપણી જ્ઞાતિમાં મ્હારા પ્રથમ જણાવ્યા પ્રમાણે સ્ત્રીકેળવણીની ઘણી ખોટ છે તેનું કારણ આ બાળલગ્ન છે. બાળિકા બિચારી ન્હાની ઉમ્મરમાં જ શ્વસુરપક્ષમાં જાય તો પછી તેનાથી કેળવણી કેવી રીતે મેળવી શકાય ? આમ હોવાથી સ્ત્રીકેળવણીના પ્રચારાર્થે પણ બાળલગ્નનો રિવાજ નાબુદ થવાની જરૂર છે. મ્હારી નમ્ર માન્યતા એવી છે કે, જે જે સ્થળોએ

આપણી જ્ઞાતિની વસતિ હોય ત્યાં ઉપદેશકોદ્વારા બાળલગ્નની વિરુદ્ધ વ્યાખ્યાનો કરાવવામાં આવે તો એથી પણ બાળલગ્નની બદી કાંઇક અંશે ઓછી થઇ શકે ખરી.

જ્યાં સૂધી બાળલગ્નનો દુષ્ટ રિવાજ આપણી જ્ઞાતિમાંથી નાબુદ નહિ થાય ત્યાં સૂધી આપણે બ્રહ્મચર્યના મહત્વને સમજી શકીશું નહિ. બ્રહ્મચર્ય પર જ મનુષ્યજીવનની શારીરિક તેમ જ માનસિક ઉન્નતિ અવલંબીને રહેલી છે. બ્રહ્મચર્યાશ્રમ આર્ય લોકોએ યોજેલા આશ્રમો પૈકીનો પ્રથમ આશ્રમ છે. બ્રહ્મચર્યનો આરંભ નવયુવાવસ્થાના આરંભથી જ થાય છે. પ્રાચીનકાળમાં આપણા આ પરમ પવિત્ર ભારતવર્ષમાં પુરુષો ઓછામાં ઓછી પચીસ વર્ષની ઉમ્મર સૂધી બ્રહ્મચર્ય પાળતા હતા, તથા એટલી ઉમ્મર સૂધી તેઓ વિદ્યા સંપાદન કરતા હતા. તદુપરાંત કેટલાક સ્વનામધન્ય પુરુષો જીવનપર્યંત બ્રહ્મચર્ય પાળી પોતાના અતુલ શૌર્ય વીર્યનો જનકલ્યાણાર્થે ઉપયોગ કરી સર્વ જનોના પૂજ્ય થયા હતા. માત્ર પુરુષો જ નહિ પરંતુ કેટલીક સ્વધર્મનિષ્ઠ સન્નારીઓએ પણ જીવનપર્યંત બ્રહ્મચર્યનું પાલન કર્યું હતું. એ ભારતભૂમિનાં સંતાનો તેમ જ આજનાં સંતાનોમાં કેટલો બધો પ્રભેદ જોવામાં આવે છે? અધુના આપણે શારીરિક અને માનસિક સ્થિતિમાં અત્યંત નિર્બળ કેમ બની ગયા છીએ? અનીતિ, અનાચાર, નિર્બળતા, ગૃહવિવાદ, ગૃહસંસાર ચલાવવાનાં સાધનોનો અભાવ એ સર્વનું મૂળ કારણ શું છે? એ કારણ બીજું કાંઇ જ નહિ; પરંતુ આપણે બ્રહ્મચર્ય ગૂમાવી બેઠા છીએ એ જ છે. બ્રહ્મચર્યના વિનાશથી રત્નપ્રસવિની ભારતભૂમિ તેનાં આધુનિક સંતાનોની દુર્બળતા જોઇને શોકાશ્રુપ્રવાહ વહેવડાવે છે. બ્રહ્મચર્યના અભાવે જ શ્રીકૃષ્ણ, અર્જુન, ભીષ્મ, કર્ણ, વગેરે જેવા યોદ્ધાઓ ભારતમાતાની કૂખ હવે દીપાવતા નથી. બાળલગ્નની બદીનો નાશ કરી જ્યાં સૂધી આપણે બ્રહ્મચર્યનું રક્ષણ કરી આપણું ગૂમાવેલું બળ પાછું મેળવી શકીશું નહિ ત્યાં સૂધી આપણી ઉન્નતિનો એક પણ પ્રયત્ન સફળ થનાર નથી. ખરું જ છે કેઃ--

आयुष्मन्तो मन्दजरा वपुर्वर्ण बलान्विताः ।
स्थिरापचितमांसश्च भवन्ति स्त्रीषुसंयताः ॥

અર્થાત્ સ્ત્રીઓ વિશે સંયત એટલે મનોનિગ્રહથી વર્તનારા પુરુષો આયુષ્યવાન, ઘડપણ ઘણું મોડું આવે એવા, શરીરે બળવાન, સારા વર્ણવાળા અને સ્થિર તથા દૃઢ શરીરવાળા થાય છે.

જેવી રીતે બાળલગ્ન અટકાવવાની આવશ્યકતા છે તેવી જ રીતે પ્રૌઢ લગ્નપર પણ અંકુશ મૂકાવાની આવશ્યકતા છે, જો વરકન્યાની ઉમ્મરમાં ઘણો ફર્ક હોય છે તો તેમના વચ્ચે સ્વાભાવિક પ્રેમ ઉપજતો નથી. બીજી જ્ઞાતિઓની માફક આપણી જ્ઞાતિમાં પણ કોઇ કોઇ સ્થળે પચાસ પૂરાં કરી વનમાં ગયેલા પુરુષને બાર ચૌદ વર્ષની બાળા આપવામાં આવે છે. જો કે આપણી જ્ઞાતિમાં કન્યાવિક્રય વિશેષ પ્રમાણમાં નહિ હોવાથી આવા દાખલાઓ કવચિત્ બને છે; પરંતુ શુરુ થતી બદીનો ત્વરાથી નાશ કરી નાખવામાં જ કલ્યાણનો સમાવેશ

થયેલો છે. બંધુઓ ! આવા કજોડાનું કેવું શોચનીય તેમજ દુઃખકર પરિણામ આવે છે? વાસ્તવિક રીતે વિચાર કરતાં આ એક બાળિકાનો તેની કુમળી ઉમ્મરમાંજ નાશ કરવા જેવું છે. આવા કજોડાથી ઘરમાં કલેશ થાય છે. એની બાળિકાના સૌભાગ્યનો સત્વર નાશ થાય છે, અને છેવટે ઘણી તકરારો ઉત્પન્ન થાય છે. વળી જે બાળિકા નવયુવાવસ્થાના આરંભમાં જ વિધવા થાય છે તેને પોતાના શીયળનું—સ્વધર્મનું અને નીતિનું રક્ષણ કરવામાં ઘણી મુશ્કેલી વેઠવી પડે છે. કવચિત્ અજ્ઞાનતાને લીધે તેની અધોગતિ પણ થાય છે, તેથી પ્રૌઢ લગ્નપર અંકુશ મૂકાવો જોઇએ.

એક સ્ત્રી જીવતી હોવા છતાં આપણી જ્ઞાતિમાં બીજી સ્ત્રી કરવાનો રિવાજ પ્રચલિત હોવાથી એ રિવાજનાં ખેદજનક પરિણામ પણ ઘણી વખત આપણા જોવામાં આવે છે. વિશ્વની કોઇ પણ સુધરેલી જ્ઞાતિ એક સ્ત્રી જીવતી હોવા છતાં બીજી સ્ત્રી સાથે લગ્ન કરવાના કાર્ય તરફ નાપસંદગી દર્શાવે છે. અમુક હિંદુ જાતિઓમાં આ દુષ્ટ રિવાજ ચાલૂ છે; પરંતુ આપણી જ્ઞાતિમાં આ રિવાજ દિનપ્રતિદિન વિશેષ પ્રચલિત થતો જાય છે તેથી તેના ઉપર અંકુશ મૂકવાની અગત્ય છે. સ્ત્રીને સંતાન થવાં ન થવાં એ કુદરતના હાથની વાત છે; છતાં જો સ્ત્રી રોગિણી હોય છે કિંવા તેનામાં બીજો કાંઇ શારીરિક દોષ હોય અને તે સંતાનોત્પત્તિ ન જ કરી શકે તેમ હોય તો સ્વાભાવિક રીતે પુરુષને બીજી સ્ત્રી સાથે લગ્ન કરવાની ઇચ્છા થાય છે. આવા પ્રસંગે જો તે કદાચ બીજી સ્ત્રી સાથે લગ્ન કરે તો તે સર્વથા ખોટું ગણાય નહિ; પરંતુ કેટલાક દાખલાઓમાં તો એવું જોવામાં આવે છે કે, અમુક સ્ત્રીને જો માત્ર વીશ વર્ષની ઉમ્મરમાં સંતાન થતું નથી તો તેને વાંઝણી સમજી તેનો ત્યાગ કરવામાં આવે છે. વળી કેટલાક ભણેલા યુવકો સુદ્ધાં બાળલગ્નમાં પ્રાપ્ત થયેલી પત્ની પોતાના મન અને વિચારને અનુસરતી નહિ હોવાથી તેનો તેનાં સંતાનોસહ ત્યાગ કરી બીજી સ્ત્રી સાથે લગ્ન કરે છે. આવા પુરુષો કેવો ગંભીર અપરાધ કરે છે એ સ્પષ્ટ જણાવવાની જરૂર રહેતી નથી. બાળલગ્નનો નાશ થવાથી આ બીજી ફરિયાદ દૂર થઇ જશે એવી મ્હારી ધારણા છે; પરંતુ એક સ્ત્રી હયાત હોવા છતાં બીજી સ્ત્રી લાવવાના આ રિવાજપર પણ વ્યાજબી વિચાર કરવાની જરૂર છે.

આપણી જ્ઞાતિમાં કન્યાવિક્રયનો અત્યંત ક્રૂર રિવાજ જો કે વિશેષ પ્રમાણમાં પ્રચલિત નથી; પરંતુ કવચિત્—કવચિત્ એ ક્રૂર રિવાજનું અસ્તિત્વ આપણા સાંભળવામાં આવે છે; માટે એ રિવાજનો આરંભથી જ વિનાશ કરવાની આવશ્યકતા છે. જે માબાપો પોતાનો ધર્મ ભૂલી, દ્રવ્યલોભને આધીન થઇ પોતાના શરીર તથા શોણિતથી ઉત્પન્ન થયેલી કન્યાનો વિક્રય કરે છે તેઓ મહાપાપી હોઇ અંતે ઘોર નરકાધિકારી થાય છે. જે કન્યાને આપણે ગાયની ઉપમા આપીએ છીએ, તથા જેને સુખી જોવાની આપણે ઇચ્છા રાખીએ છીએ તે જ કન્યાને 'દીકરી ને ગાય જયાં દોરે ત્યાં જાય' એવી રીતે કોઇ વિષયાંધ પાપી પુરુષને વેચવી એ શું મહાપાપનો સંચય કરવા જેવું નથી? એક કસાઇ પોતાના કસાઇખાનામાં આવેલા ઢોરની ગરદનપર સહજપણ માયા કે મમતા રાખ્યા સિવાય તીક્ષ્ણ ધારવાળી કટાર ફેરવે છે એ વખતે તેના હૃદયમાં લેશ માત્ર પણ

અનુકંપા હોતી નથી તેવી જ રીતે જે માબાપો પોતાની કન્યાનો વિક્રય કરે છે તેઓ પણ કસાઇના જેવું જ નિષ્ઠુર કાર્ય કરે છે. પૂજ્ય બંધુઓ અને બ્હેનો! આપણાં ધર્મશાસ્ત્રોમાં એવું સ્પષ્ટ લખેલું છે કે, કન્યાનું વેચાણ કરનાર માબાપો નરકાધિકારી થાય છે. કન્યાવિક્રયથી જ્ઞાતિની અત્યંત અધોગતિ થાય છે. આપણાં શાસ્ત્રોમાં પણ કન્યાવિક્રયનો સખ્ત નિષેધ કરવામાં આવ્યો છે. અમુક જ્ઞાતિમાં કન્યાવિક્રયનો પ્રચાર એટલો બધો વધી ગયો છે કે, કન્યાનાં લોભી માબાપો કન્યાના ભારોભાર સોનું તોળાવે છે! આ શું ઓછા ખેદનો વિષય છે? વયોવૃદ્ધ પુરુષ સાથે ન્હાની ઉમ્મરની બાળિકા પરણાવવી એ કન્યાના સુકુમાર જીવનનો નાશ કરવા જેવું નથી કે? અત્રે મ્હારે કહેવું જોઇએ કે આપણી લોહાણા જ્ઞાતિના સદ્ભાગ્યે આ દુષ્ટ રિવાજ સંબંધી આપણી જ્ઞાતિમાં ભાગ્યે જ સાંભળવામાં આવે છે; પરંતુ આ વિષય પરત્વે આપણે ચુપકીદી ધારણ કરી બેસી રહેવું જોઇએ નહિ. 'પાણી પહેલાં પાળ બાંધવી' એ નિયમાનુસાર આ દુષ્ટ રિવાજનું આપણી જ્ઞાતિમાં કદાપિ દર્શન ન થાય એ માટે અત્યારથી જ આ વિષયપર યોગ્ય અંકુશ મૂકવાની અગત્ય છે.

મરણ પાછળ રડવા કૂટવાનો ખરાબ રીવાજ હજી સૂધી આપણી જ્ઞાતિમાં કાયમ છે એ ખેદનો પ્રકાર છે. કેટલીક વખત એવું બને છે કે, જો કોઇ મ્હોટા શહેરમાં અમુક માણસનું મૃત્યુ નિપજે છે તો સ્ત્રીઓ જાહિર રસ્તાપર ઉભી રહી રડે છે અને કૂટે છે. આવા પ્રસંગે રસ્તે જતા વિધર્મી લોકો તેમની ચેષ્ટા જોઇ હસે છે! બંધુઓ! આ રિવાજથી આપણને કાંઇ પણ લાભ નથી. ખરાબ રૂઢીને લીધે જ આ રિવાજ આપણી જ્ઞાતિમાં જડ ઘાલી બેઠો છે. આપણાં આર્યશાસ્ત્રોમાં આ રિવાજનો નિષેધ કરેલો છે. રડવા કૂટવાથી મરી ગયેલાં માણસો કાંઇ પાછાં મળી શકતાં નથી. આવા પ્રસંગે મરનાર પાછળ રહેલા જીવોનું સાંત્વન કરવા માટે ભકિતમાર્ગના, વૈરાગ્ય ભાવના તથા નીતિધર્મના ગ્રંથોનું તેમની પાસે વાંચન કરવાની જરૂર છે. જે જે જાતિમાં કેળવણીનો પ્રચાર થોડો છે એ જાતિઓમાં જ આ રિવાજ વિશેષ જોવામાં આવે છે. જે આત્મા અવિનાશી અર્થાત્ અમર છે તેના માટે હાયપીટ કરવી એ જ્ઞાની મનુષ્યો માટે યોગ્ય નથી. શ્રીકૃષ્ણ પરમાત્માના શબ્દોમાં કહીએ તો 'આ આત્મા અવિનાશી છે. શસ્ત્રો તેને ભેદી શકતાં નથી, અગ્નિ તેને બાળી શકતો નથી. મૃત્યુ એ આત્માનું રૂપાંતર છે. ધોબી જેવી રીતે જુનાં કપડાં ધોઇ તેને નવાં બનાવે છે તેવી જ રીતે શરીર જીર્ણ શીર્ણ થતાં જીવ નવું શરીર ધારણ કરે છે માટે કિરતારના એ કાર્ય પાછળ રડવું કૂટવું ઉચિત નથી. આવા પ્રસંગે તો ભકિતવૈરાગ્યમાં ચિત્ત રાખી મન તેમ જ અંતરને દૃઢ રાખવાની જરૂર છે. હજી આપણામાં તેમ જ બીજી કેટલીક જ્ઞાતિમાં મરણ પાછળ ગરુડપુરાણ તથા ગીતાપાઠ બેસાડવામાં આવે છે જે ઉત્તમ છે. કોઇ સાધુ મહાત્માનો દેહાન્ત થાય છે તો તેમના નિર્જીવ દેહનો ઓચ્છવ કરીને ઘણા સમારોહથી સંસ્કાર કરવામાં આવે છે. તાત્પર્ય એ છે કે, જ્ઞાની માણસો આ ખરાબ રિવાજને અનુસરતાં નથી.

પુનર્લગ્નનો રિવાજ ઘણા કાળથી આપણી જ્ઞાતિમાં પ્રચલિત છે; પરંતુ મ્હારી નમ્ર માન્યતા અનુસાર એ રિવાજપર પણ અંકુશ મૂકવાની જરૂર છે. બંધુઓ! આપણા

પૂર્વજો વિચારશીલ, વિવેકી અને સમજુ હતા. તેઓ દેશની પરિસ્થિતિ જોઇને જ આચાર વ્યવહારની મર્યાદા બાંધતા હતા. કેટલીક જ્ઞાતિઓની સ્થિતિ એવી છે કે, તેમાં બાળલગ્ન હોવા છતાં પુનર્લગ્નનો પ્રતિબંધ છે. આથી એ જ્ઞાતિઓમાં બાળવિધવાઓનું પ્રમાણ ઘણું વધી ગયું છે. કેટલીક બાળવિધવાઓની પુનર્લગ્ન કરવાની ઇચ્છા પણ હોય છે; છતાં અફસોસનો વિષય એ છે કે, એ બાળવિધવાઓના દયાજનક આર્ત્તનાદ તરફ તેમની જ્ઞાતિના અગ્રેસરો લક્ષ્ય આપતા નથી. મ્હારા વિચાર પ્રમાણે તો આ એક પ્રકારનો દુરાગ્રહ કિંવા અત્યાચાર છે. જે બાળિકાઓ પોતાની માત્ર દશ બાર વર્ષની ન્હાની ઉમ્મરમાં વૈધવ્ય દશાને પામી હોય તેમને બળાત્કારે રૂઢીને વશ રાખવી એ જ્ઞાતિસત્તાનો દુરુપયોગ કરવા જેવું છે. બંધુઓ ! આપણી જ્ઞાતિમાં વિધવાઓ તરફ એવું કઠોર વર્તન ચલાવવામાં આવતું નથી એ આનન્દનો પ્રકાર છે; પરંતુ આપણી જ્ઞાતિમાં પુનર્લગ્નપર કોઇ પણ પ્રકારનો અંકુશ મૂકેલો નહિ હોવાથી એ રિવાજનો ગેરલાભ પણ લેવાતો જોવામાં આવે છે. ખરી રીતે જોવા જતાં પુનર્લગ્નનો અત્યધિક પ્રચાર થાય એ નીતિ, ધર્મ અને પવિત્રતાનો નાશ થવા જેવું છે. હિન્દુ શાસ્ત્રોના મત અનુસાર એક માત્ર પતિ જ સ્ત્રીનો પરમાત્મા છે. પતિભકિતમાં સતીના સકળ પુણ્યનો સમાવેશ થયેલો છે. સીતા, તારા, દમયંતી, સાવિત્રી, નર્મદા, અનસૂયા વગેરે મહાસતીઓ પતિભકિતના પુણ્યપ્રભાવથી જ મોક્ષપદની પ્રાપ્તિ કરી શકી હતી; માટે આપણી બ્હેનોમાં જેમ જેમ ધાર્મિક અને નૈતિક કેળવણીનો વિશેષ પ્રચાર થશે, વિધવા ભગિનીઓ માટે વિધવાશ્રમોની સ્થાપના થશે તો તેઓ પોતાનો ધર્મ વિચારી પતિભક્તિમાં જ પોતાના જીવનની સાર્થકતા સમજશે અને સમાજસેવા કરી પોતાનું કર્ત્તવ્ય બજાવશે; છતાં જે વિધવાઓનામાં ધર્મ અને નીતિનું શિક્ષણ ઓછું હોય, પોતાના શીયળનું રક્ષણ કરવા જેટલું જેમનામાં મનોબળ ન હોય, જેઓ ન્હાની ઉમ્મરની અને સંતાન વગરની હોય તથા સંસારસુખની જેમની ઇચ્છા હોય તેઓ પુનર્લગ્ન કરે એ જ ઉત્તમ છે. ગુજરાતના કવિ ન્હાનાલાલે બરાબર જ લખ્યું છે કે,

'સ્નેહલગ્નની વિધવાને પુનર્લગ્ન સમ પાપ નથી;
દેહલગ્નની વિધવાને પુનર્લગ્ન સમ પુણ્ય નથી.'

તેથી આ કવ્યુકિત પ્રમાણે આપણે વર્તવું જોઇએ. પુનર્લગ્નપર અંકુશ નહિ હોવાથી કેટલાંક સ્થળે ત્રણ ત્રણ ચાર ચાર સંતાનોવાળી પ્રૌઢ સ્ત્રીઓ પુનર્લગ્ન કરે છે અને કેટલાક પુરુષો એક સ્ત્રી જીવતી હોવા છતાં તેનાપર કારણ સિવાય માત્ર પોતાના ઐહિક સુખ માટે બીજી અને બીજીપર ત્રીજી પણ લાવે છે. એક પતિ જીવતો છતાં કેટલાંક સ્થળે સ્ત્રી સામાન્ય તકરાર થતાં કિંવા કોઇ પણ વિષયના લોભને આધીન થઇ બીજા પુરુષનું ઘર માંડે છે. આવો અનાચાર ન થાય એ માટે પુનર્લગ્નપર પણ અંકુશ મૂકવાની અગત્ય છે.

બંધુઓ અને ભગિનીઓ ! આપણી જ્ઞાતિના અભ્યુદયાર્થે આજ સુધીમાં ભિન્ન ભિન્ન સ્થળોએ આપણે સંસ્થાઓની સ્થાપના કરી છે; પરંતુ જેટલી જરૂર સંસ્થાઓની

છે તેટલી જ બલ્કે તેથી પણ વિશેષ જરૂર એ સંસ્થાઓનું કાર્ય ઉત્તમ પ્રકારે ચાલે તે યોજના કરવાની છે. આ યોજના કરવામાં તથા આપણી ઉન્નતિના સઘળા માર્ગો સરળ કરવામાં પ્રથમ આપણને બંધુભાવ અથવા ઐકયની અનિવાર્ય અગત્ય છે. ઐકય સિવાય આપણે કોઇ પણ કાર્ય સફળ થવું અશકય છે. આપણે પરમ પૂજનીય પ્રાતઃસ્મરણીય શ્રીરામચંદ્રજીના પુત્ર લવના વંશજો છીએ એવી ભાવના હમ્મેશાં સ્મરણમાં રાખી કચ્છી, હાલાઇ, ગુજરાતી અને ઘોઘારી બંધુઓએ અરસપરસ બંધુભાવથી-સ્નેહ ભાવથી વર્તવું જોઇએ. જ્યાં ભેદની ભાવના હોય છે ત્યાં જ્ઞાનની લેવડદેવડ થઇ શકતી નથી. કચ્છી, હાલાઇ, મહીરેવાવાળા, ગુજરાતી, ઘોઘારી વગેરે વર્ગોમાં આપણે ભિન્ન થઇ ગયેલા છીએ. આ વર્ગ માત્ર રહેઠાણ સૂચવનાર છે—આપણું સર્વનું લોહી એક જ છે. 'ઝાઝા હાથ રળીઆમણા' એ લોકોકિત અનુસાર જો આપણે આજની માફક ભેદ ભાવ ભૂલી જઇ આપણી ઉન્નતિનો વિચાર કરીશું તો સત્વર આપણો અભ્યુદય થશે એવો મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે. ભેદભાવનું વિસ્મરણ કરીને આપણે આજ સૂધીમાં જ્ઞાતિ સેવાનાં જે કાર્યો કર્યાં છે તે કાર્યોની સુવ્યવસ્થા તરફ ઘણું ધ્યાન આપવું જોઇએ. આપણી સંસ્થાઓની વ્યવસ્થા જોઇએ એવી સારી નથી એવી ફરિયાદો વારંવાર આપણા સાંભળવામાં આવે છે; માટે એ સંસ્થાઓ ઉપર દેખરેખ રાખનારી એક કમિટી નિમવાની જરૂર છે. એ કમિટીને જ્ઞાતિની હરેક સંસ્થા તપાસવાનો અધિકાર આપવો જોઇએ આવી યોજનાથી સંસ્થાઓમાં જો કદાચ કાંઇ ગેરવ્યવસ્થા હશે તો તે દૂર થઇ જશે અને આપણા સન્માર્ગે વાપરેલા દ્રવ્યનો સદુપયોગ થશે.

આપણી જ્ઞાતિ ઘણી વિશાળ છે એ આપણે સર્વ જાણીએ છીએ. આપણા બંધુઓ દેશવિદેશમાં નોકરી તથા વ્યાપારમાં ગુંથાયલા છે. આપણે સર્વેએ એકતાના બંધનમાં બંધાઇ આપણી જ્ઞાતિની ડિરેકટરી (વસ્તીપત્રક) સત્વર પ્રસિદ્ધ થાય એવી યોજના કરવી જોઇએ. લોહાણા જ્ઞાતિરત્ન અને પરિષદ્‌ના ઉત્પાદક સ્વર્ગવાસી બંધુ કાનજી ઓધવજી હિંડોચાએ આ કાર્ય હાથમાં લીધું હતું તથા એની સફળતા માટે તેઓ પ્રયત્નશીલ હતા પરંતુ આ કાર્ય એક હાથે થઇ શકે તેમ નથી. આ કાર્ય પાર પાડવા માટે વિશેષ બંધુઓના પરિશ્રમની અને દ્રવ્યની જરૂર છે. આ કાર્ય માટે આપણે દરેક પ્રાંતવાર એકેક પ્રાંતિક કમિટી નિમી તેના ઉપર એક મુખ્ય કમિટી નિમવી જોઇએ. આ કાર્ય પાર પાડવામાં જો કે ઘણો વખત લાગે તેમ છે; પરંતુ શુભસ્ય શીઘ્રં અનુસાર આપણે હવે ઝડપથી એ વિશે આવશ્યકીય બંદોબસ્ત કરવો જોઇએ.

આપણાં મહાજનો માટે પણ વારંવાર નહિ ઇચ્છવા જેવી ફરિયાદો સાંભળવામાં આવે છે. પરિસ્થિતિ આવી હોવાથી મહાજનની ચુંટણી બહુમતિથી થવાની જરૂર છે. અમુક માણસ ધનાઢય છે, અમુક માણસ લાગવગ ધરાવનાર છે કિંવા અમુક માણસ અધિકારી છે એવા વિચારથી મહાજનનું બંધારણ થવું જોઇએ નહિ. સુજ્ઞ વિવેકી, પ્રામાણિક, વિદ્વાન્ અને ન્યાયી બંધુઓની જ બહુમતિથી મહાજનમાં નિમ

રૂર થવી જોઇએ. આવી રીતે મહાજનનું બંધારણ થતાં ઘણાખરા આક્ષેપો દૂર થઇ જશે અને આપણા જ્ઞાતિબંધુઓને યોગ્ય ન્યાય મળી શકશે.

આપણી જ્ઞાતિમાં હાલ જે જે સંસ્થાઓ છે એ સંસ્થાઓના વાર્ષિક આવક ખર્ચના હિસાબ નિયમિત પ્રસિદ્ધ થતા નથી, અને તેથી સંસ્થાઓની પરિસ્થિતિ બરાબર જાણી શકાતી નથી; માટે હરેક સંસ્થાની વ્યવસ્થા કમિટી સંસ્થાનો હિસાબ અને મુખ્ય રિપોર્ટ નિયમિત પ્રસિદ્ધ કરે એવો બંદોબસ્ત થવો જોઇએ.

કેટલાંક સ્થળોએ મહાજન તરફથી આપણા કાંઇ બંધુને કાંઇ અપરાધ જણાતા જ્ઞાતિ બહિષ્કારની શિક્ષા કરવામાં આવે છે. વર્તમાનકાળના સભ્ય સમાજમાં આ સજા ઘણી ભારે પડતી ગણી શકાય તેમ છે. સામાન્ય સંયોગોમાં કોઇ પણ બંધુને આવી સજા કરવી યોગ્ય નથી. આપણી જ્ઞાતિનાં મહાજનોની ન્યાય પદ્ધતિ પર જયાં સૂધી આક્ષેપો મૂકાય છે ત્યાં સૂધી તો આ ગંભીર શિક્ષા કોઇને પણ થવી ન જોઇએ એવી મ્હારી માન્યતા છે. સઘળાં મહાજનોનું ઉપર દર્શાવ્યા પ્રમાણે બંધારણ થયા પછી એક મુખ્ય મહાજન નિમાવું જોઇએ તથા જો કોઇ બંધુ પોતાના મહાજન તરફથી અન્યાય મળવાની ફરિયાદ કરે તો મુખ્ય મહાજને તેની હકીકત સાંભળી તેને યોગ્ય ન્યાય અપાવવો જોઇએ. આવા બંધારણથી જ આપણી જ્ઞાતિમાં સંપ અને સ્નેહભાવની વૃદ્ધિ થશે તેમ જ કોઇ પણ વ્યકિતને ગેરઇન્સાફ મળતો અટકશે તથા જ્ઞાતિ સંસ્થાની પ્રભુતામાં વૃદ્ધિ થશે.

સુજ્ઞ બંધુઓ અને સન્નારીઓ ! આપણી જ્ઞાતિમાં ઘણાં સ્થળોએ બાળકનું સગપણ ઘોડીઆમાંથી જ થતું જોવામાં આવે છે. આ રિવાજ એટલો બધો અહિતકર છે કે તેનું યથાર્થ વર્ણન કરવા માટે ઘણા વખતની જરૂર પડે; ટુંકમાં હું આ વિષય પરત્વે એટલું જ કહું છું કે આપણી જ્ઞાતિમાં વય અને ગુણનાં જે કજોડાં જોવામાં આવે છે, તેનું કારણ ઘોડીઆમાં થતું સગપણ છે. બાળકને શાસ્ત્રોકત પદ્ધતિથી ઉપવિત ધારણ કરાવ્યા પછીથી યોગ્ય પાત્રની પરીક્ષા કરી સગપણ કરવામાં આવે તો કજોડાંનો પ્રશ્ન મુખ્યત્વે કરીને દૂર થઇ જાય. કેટલાક બંધુઓ અને બ્હેનોની એવી માન્યતા હોય છે કે, બાળકનું સગપણ જલ્દી થાય એથી એમની પ્રતિષ્ઠા વધે છે. પરંતુ આ માન્યતા તદ્દન ભ્રમભરેલી છે. પ્રતિષ્ઠા અને યોગ્યતા તો વિશુદ્ધ આચાર વિચારથી, પરોપકારથી, સ્વજ્ઞાતિસેવાથી અને ઐકય ભાવથી જ વધે છે. માટે ભ્રમનો ત્યાગ કરી પોતાના બાળકનું ઉપનયન સંસ્કાર પછીથી જ સગપણ કરવું એવી મ્હારી આપને ખાસ ભલામણ છે.

શુભાશુભ પ્રસંગે આપણામાં જે સંસ્કારો કરાવવામાં આવવા જોઇએ તે બરાબર શાસ્ત્રોકત પદ્ધતિથી કરાવવામાં આવતા નથી. ભુદેવો કિંવા ગોરદેવતાઓનું લક્ષ્ય માત્ર કોઇ પણ રીતે ક્રિયા પૂર્ણ કરી દ્રવ્યની પ્રાપ્તિ કરવાનું હોય છે; એથી ઉભયપક્ષનું કલ્યાણ થવાને બદલે અહિત જ થાય છે. માટે આપણા ગોરદેવતાઓ શુભાશુભ પ્રસંગની સઘળી ક્રિયા બરાબર સમજાવીને શાસ્ત્રોકત પદ્ધતિથી કરાવે એવી વ્યવસ્થા કરવી જોઇએ.

આમ કરવાથી જ ગોરદેવતાઓનું મહત્વ વધશે. વળી લગ્ન, યજ્ઞોપવિત વગેરે પ્રસંગે કેટલાક ગૃહસ્થો વેશ્યાઓના નાચ, મુજરા વગેરે કરાવે છે તે કોઇ પણ રીતે ઇષ્ટ કિંવા હિતાવહ નથી. શુભ પ્રસંગે નીતિ તથા ધર્મના જ વાતાવરણની જરૂર છે. માટે આવા નાચો અને મુજરાઓ થતા અટકે એ ઇચ્છવા યોગ્ય છે.

બંધુઓ ! મ્હેં આપનો ઘણો વખત લીધો છે તેથી હવે મ્હારું ભાષણ અલ્પ સમયમાં જ હું સમાપ્ત કરીશ. આપણી આ પરિષદના ઠરાવોનો વિશેષ પ્રચાર કેમ થાય તથા ઠરાવોને વ્યવહારમાં કેવી રીતે મૂકી શકાય એ તરફ આપણે વિશેષ ધ્યાન આપવાનું છે. દેશવિદેશમાં વસતા આપણા જ્ઞાતિબંધુઓ જ્ઞાતિહિતની ચર્ચા જાણવા, સમજવા, વિચારવા તેમજ સમજાવવા, વિવિધ કષ્ટ વેઠીને પણ પરિષદમાં આવે છે તથા અરસપરસ જ્ઞાનની આપ લે કરે છે; પરંતુ જ્યાં સૂધી પરિષદના ઠરાવોને આપણી જ્ઞાતિમાં અમલમાં ન મૂકાય અથવા તેને વ્યવહારિક સ્વરૂપ ન અપાય ત્યાં સૂધી આપણો ઉદ્દેશ જોઇએ એટલો સફળ થશે નહિ. આ કાર્ય સ્થાનિક મહાજનો ઉપાડી લે તો તેનું પરિણામ સત્વરે સંતોષકારક આવ્યા સિવાય રહે નહિ એ ચોકકસ છે; પરંતુ હાલનાં આપણાં સ્થાનિક મહાજનોનું બંધારણ જોઇએ એવું સારું નહિ હોવાથી જ પરિષદના ઠરાવો અમલમાં મૂકવા તરફ દુર્લક્ષ્ય જોવામાં આવે છે. પરિષદમાં થયેલી ચર્ચા ઠરાવો તથા તેનાં તમામ કાર્યોથી જો આપણા સર્વ બંધુઓ માહિતગાર થાય તો પરિષદનું કાર્ય વિશેષ સંગીન થઇ શકે તેમ છે અને તેટલા માટે પરિષદનું કાર્ય સમાપ્ત થઇ ગયા પછી આપણી જ્ઞાતિની ઉપપરિષદો કિંવા પ્રાંતિક પરિષદો ભરાવાની તથા તેમાં મુખ્ય પરિષદના કાર્યની ચર્ચા થવાની ઘણી જ જરૂર છે. આ કાર્ય માટે જો કેટલાક કેળવાયલા અનુભવી ઉપદેશકો રાખી તેમના દ્વારા જ્ઞાતિ બંધુઓ અને બ્હેનોને જ્ઞાતિહિતનો તથા સામાજિક સુધારણાનો ઉપદેશ આપવામાં આવે તો તેથી પણ જ્ઞાતિનું શ્રેય સાધી શકાય તેમ છે. આવા ઉપદેશકો માટે કદાચ દ્રવ્યનો વ્યય કરવો પડે તો પણ તે તરફ આપણે દુર્લક્ષ્ય કરવું જોઇએ નહિ. વળી પરિષદનું કાર્ય સમાપ્ત થઇ ગયા પછી તેનો વિગતવાર રિપોર્ટ જેમ બને તેમ સત્વર પ્રસિદ્ધ કરી તેનો જ્ઞાતિમાં ઘણે સ્થળે પ્રચાર કરવો જોઇએ. આજ સૂધીમાં આપણી ચાર પરિષદો ભરાયલી હોવા છતાં માત્ર બે જ પરિષદના રિપોર્ટ પ્રસિદ્ધ થયા છે તેથી બીજી બે પરિષદોના રિપોર્ટ સત્વર પ્રસિદ્ધ થાય અને હવે પછીની પરિષદો પોતાના રિપોર્ટ પરિષદો પછી વિના વિલંબે પ્રસિદ્ધ કરે તો સારું એમ મ્હારું માનવું છે.

મુંબાઇમાં આપણી જ્ઞાતિમાં વ્યાપારીઓની સંખ્યા વિશેષ છે; પરંતુ કાઠિયાવાડ, ગુજરાત, કચ્છ વગેરે સ્થળોએ આપણા જ્ઞાતિબંધુઓની સ્થિતિ જોઇએ તેવી સારી નથી. આમ હોવાથી પ્રતિષ્ઠિત વ્યાપારીઓએ બનતાં સૂધી સ્વજ્ઞાતિના બંધુઓને જ પોતાના કાર્યમાં જરૂર જણાતાં જોડી વ્યાપાર ધંધામાં તેમને આગળ વધારવાનો પ્રયત્ન કરવો જોઇએ. व्यापारे वसति लक्ष्मी એ નિયમાનુસાર આપણી જ્ઞાતિમાં વ્યાપાર ઉદ્યોગનું પ્રમાણ વધશે. આપણા જ્ઞાતિબંધુઓમાંના ઘણાખરા વ્યાપાર ઉદ્યોગની

ાં સૂ
રો .ન્ય કોઇ
રે

ાી જ્ઞાતિમાં કેટલાંક સ્થળે જે િ
ે ગ્રી લૌકિક મહત્તાને હાની પહો
ઘર ાખે છે, જેઓ વડિલ જના સ
ઉ ા લગ્ન જેવા પ્રસંગે જાહિરમાં બિલ
એ ા રીવાજ હવે વિના વિલંબે આપણે દૂર

છના લોકપ્રિય તથા વ્યાપાર ધંધાના કેન્દ્ર
બ ાંબા વખત પછી ભરાઇ છે; છતાં આપણા
બ્હેન ગ અને જ્ઞાતિભકિત વગેરેમાં લેશ માત્ર પણ ન્યૂ
નથી એ આનન્દનો વિષય છે. આ પરિષદ્દમાં બ્હેનોએ પણ સારી સં
લીધેલો છે એ આપણા મહદ્દ સૌભાગ્યનો વિષય છે. આપણી ઉન્નતિના પ્ર
આપણા એકલાથી બરાબર થઇ શકે તેમ નથી. જ્ઞાતિહિતના હરેક કાર્ય
અને બ્હેનોએ સાથે પ્રયત્નશીલ રહેવાની જરૂર છે. વળી આવી પરિષદો
હિલ પરિષદો ભરાય એ પણ ઇચ્છવા યોગ્ય છે. એ પરિષદો ભરાવાથી
બ્હેનોના વિચારો કેળવાશે અને જ્ઞાતિ ઉન્નતિના કેટલાક વિષયોમાં તેઓ સ
પરિણામ લાવી શકશે.

બંધુઓ અને બ્હેનો! મ્હેં આપનો સર્વનો ઘણો અમૂલ્ય વખત લીધેલો
મ્હારું દીનતાયુક્ત ભાષણ હવે હું અલ્પકાળમાં જ સમાપ્ત કરીશ. ચતુર્થ પરિષદ્
ગયા પછી આપણી જ્ઞાતિએ જે નરરત્નો ગૂમાવ્યાં છે તેમના શોચનીય અ
નોંધ અત્રે લેવી એ હું મ્હારું કર્ત્તવ્ય સમજું છું. આપણી દ્વિતીય પરિષદ્દના
પ્રમુખ મહાશય શ્રીયુત શેઠ ખીમજીભાઇ દયાળજીના દેવલોકવાસથી આપણી જ્ઞ
કિંવા આપણને સર્વને નહિ પૂરાય એવી ભારે ખોટ પડી છે. શ્રીયુત ખીમજીભ
આપણી જ્ઞાતિ માટે જે આત્મોત્સર્ગ અને પરોપકાર કર્યો છે તથા જે દાનશીલત
પરિચય કરાવ્યો છે તેનું યથાર્થ વર્ણન શબ્દોદ્વારા થઇ શકે તેમ નથી. તે
પ્રમાણે લોહાણા પરિષદ્દના ઉત્પાદક તથા નિરંતર સ્વજ્ઞાતિસેવા કરવામાં જ જીવ
સાર્થકતા સમજનાર ભાઇ કાનજી ઓધવજી હિંડોચાના અકાળ અવસાનથી આપણે
આદર્શ જ્ઞાતિસેવક ગૂમાવ્યો છે. એ બંધુની જ્ઞાતિસેવા અનુપમ અને અવર્ણનીય

કે ન :

હા. ને સર્વને

વિષય ખોટ્રા છે, પ્રમુખે

સબજેક્ટ કમિટીએ અમુક િ

ને વ્યાખ્યાન કરવાની રજા

પ આપના મહાન્, ઉદાર અને ર

મ્હને આશા છે. સબજેક્ટ કિ

સવૃત્તિ રાખવાની હું આપને વિનંતિ

વિચારશીલ, વિવેકી, વિદ્વાન્ અને વયોવૃદ્ધ

ાનને માટે, પરિષદ્‌ના બંધારણના સ્થાયીપણા

તાનું રક્ષણ કરવા માટે એ નિર્ણયોને પવિત્ર વિચા

કૃપા કરશો.

ગૃહસ્થો! હવે આપણે જે મુખ્ય કાર્ય કરવાનું છે તે એ છે કે, આ ા આમંત્રણને સ્વીકારી દેશ દેશાન્તરથી આપણા જે પૂજનીય જ્ઞાતિબં- વાર્યા છે તેમનામાંથી સુજ્ઞ, અનુભવી, વિદ્વાન્ અને વયોવૃદ્ધ બંધુઓની સબજેક્ટ કમિટી નિમવી. એ કમિટી કૉન્ફરન્સમાં લાવવાના વિષયો તથા ર્ણય કરશે એટલે પરિષદ્‌નું કાર્ય સરળભાવથી અને શાન્તિથી આપણે

બંધુઓ અને ભગિનીઓ! હું અલ્પમતિ પુરુષ છું. મ્હારામાં વિદ્વતા જેવું કાંઇ મ્હારા આ વ્યાખ્યાનમાં કાંઇ દોષ જણાય તો તે તરફ દુર્લક્ષ્ય કરી સારને હું આપને સર્વને નમ્રતાપૂર્વક વિનંતિ કરું છું. આપે સર્વએ સંપૂર્ણ અને એકાગ્રવૃત્તિથી મ્હારું વ્યાખ્યાન સાંભળવાની કૃપા કરી છે તેથી હું ર્વનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું कर्मणे वाधि कारस्ते मा फलेषु कदा च न ાનુસાર કર્મ કર્યા કરો. ફળની અપેક્ષા રાખવાની આવશ્યકતા નથી. સિદ્ધિ- પરમાત્મા હોઇ તે આપણા સત્કાર્યમાં અવશ્ય સિદ્ધિ આપશે એવો મ્હને વિશ્વાસ છે. इत्यलम.

એ